# સુબોધ માળા.

## ભાગ ૧ લો.

સંગ્રહ કરી છપાવનાર
શોભાગચંદ મોહનલાલ શાહ.
ચિત્રશીક્ષક-નવસારી-વડોદરા રાજ્ય.

---

આવૃત્તિ ૧ લી પ્રત ૧૦૦૦

અમદાવાદ.

મામાની હવેલી મધ્યે અમદાવાદ યુનાઇટેડ પ્રી.
અને જ૦ એ૦ કંપની 'લીમિટેડ'ના પ્રેસમાં
રણછોડલાલ ગંગારામે છાપી.

---

સંવત ૧૯૫૨ સને ૧૮૯૬.



કિંમત રૂ. ૦-૧-૬.



# सुबोध माळा.

## भाग १ लो.

૧ કોઇ પણ શુભ કાર્ય કરતાં વિલંબ કરવો નહિ.

૨ મતલબ વિના લવારો કરવો નહિ.

૩ જ્ઞાની થઇને ગર્વ કરવો નહિ.

૪ બનતા સુધી ક્ષમા અવસ્ય ધારણ કરવી.

૫ ઘરનું ગુહ્ય કોઇને કહેવું નહિ.

૬ સ્ત્રી તથા પુત્રની કુવાત કોઇને કહેવી નહિ.

૭ મીત્રથી કંઇપણ જુદાગરો રાખવો નહિ.

૮ કુમીત્ર નો વિશ્વાસ કરવો નહિ.

૯ પ્રેમ રાખનારી સ્ત્રીનો પણ વિશ્વાસ કરવો નહિ.

૧૦ કોઇપણ કાર્ય કરવું તે વિચારીને કરવું.

૧૧ માત,પિતા, ગુરૂ તથા મોટાપુરૂષનો વિનય કરવો.

૧૨ સ્ત્રીને ગુહ્યવાત કરવી નહિ.

૧૩ પેટ ભરાયાથી ભોજનનો સંતોષ કરવો નહિ.

૧૪ વિદ્યા ભણવામાં સંતોષ રાખવો નહિ.

૧૫ દાન આપતાં અકળાવવું નહિ.

૧૬ ગ્રહણ કરેલી પ્રતિજ્ઞા ભંગ કરવી નહિ.

૧૭ અન્યાયથી દ્રવ્ય ઉપાર્જન કરવું નહિ.

૧૮ શરીરનું બળ વિચાર્યા વિના યુદ્ધ કરવું નહિ.

૧૯ માઠા કાર્યથી નિવર્તવું

૨૦ દુઃખના સમયે ધૈર્ય તજવું નહિ.

૨૧ કુકડાની પેઠે પ્રભાતે સહુથી વહેલું ઉઠવું.

૨૨ અંગથી પ્રમાદ દૂર કરવો.

૨૩ નિંદ્રા ચેતતાં કરવી.

૨૪ વિચારેલું કાર્ય પાર પડ્યા વિના કોઇને કહેવું નહિ.

૨૫ સાસરે ચતુરાઇ ધારણ કરવી ને મુર્ખાઇ તજવી.

૨૬ ગુણ લેવામાં પ્રયત્ન કરવો.

૨૭ નીચ નરથી પણ ઉત્તમ વિદ્યા લેવી.

૨૮ સરખા સાથે પ્રીતિ કરવી.

૨૯ કલેશને સ્થાનકે મૌનપણું ધારણ કરવું.

૩૦ મ્હોટા સાથે વેર કરવું નહિ.

૩૧ લેવડ દેવડમાં, ભોજનમાં, વિદ્યા ભણવામાં, વ્યાપારમાં અને વૈદ્ય આગળ લાજ રાખવી નહિ.

૩૨ કલેશ સ્થાનકે ઉભું રહેવું નહિ.

૩૩ અગ્નિ, ગુરૂ, બ્રાહ્મણ, ગાય, કુમારી, અને પુસ્તક એટલાને પગ લગાડવો નહિ.

૩૪ ઘી, તેલ, દહિ, દુધ, પાણી એ પાંચ વસ્તુ ઉઘાડી મુકવી નહિ.

૩૫ વૈદ્ય અગ્નિહોત્રી, રાજા, નદી, વ્યાપારી વાણીઓ, એ પાંચ જ્યાં ન હોય ત્યાં વસવું નહિ.

૩૬ નીચની સાથે વિવાદ કરવો નહિ.

૩૭ જેથી જીવને જોખમ થાય તે ધન પણ વર્જવું.

૩૮ શત્રુની ઉપર પણ નિર્દય થવું નહિ.

૩૯ મુર્ખ, કાયર, અભિમાની, અન્યાયી, અને દુષ્ટ એટલાને સ્વામિ. કરવા નહિ.

૪૦ મુર્ખને હિતોપદેશ દેવો નહિ.

૪૧ પરસ્ત્રીને સર્વદા વર્જવી.

૪૨ ઇંદ્રીઓ સર્વથા વશ રાખવી.

૪૩ મૂર્ખ મિત્ર કરવો નહિ.

૪૪ લોભીને દ્રવ્યથી વશ કરવો.

૪૫ શક્તિ છતાં પરની આશા ભંગ કરવી નહિ.

૪૬ ગુણ વિના માત્ર આડંબરથી રીઝવું નહિ.

૪૭ રાજા રીઝે તોપણ વિશ્વાસ કરવો નહિ.

૪૮ એક અક્ષર શીખવનારને પણ ગુરૂ કરી માનવો.

૪૯ પાણી ગળીને તથા જોઇને પીવું.

૫૦ પ્રાણાંતે પણ સત્ય બોલવું વર્જવું નહિ.

૫૧ પોતાના અવગુણ શોધી કાઢવા.

૫૨ રાજાની સ્ત્રી, ગુરૂની સ્ત્રી, મિત્રની સ્ત્રી, સાસુ અને પોતાની માતા એ પાંચે માતા જાણવી.

૫૩ કાર્ય તથા સત્કાર સિવાય કોઇને ઘેર જવું નહિ.

૫૪ કલમ, પુસ્તક અને સ્ત્રી એ ત્રણ કોઇને આપવાં નહિ.

૫૫ આવક જોઇને ખરચ કરવો.

૫૬ હરેક વિદ્યા મુખ પાઠે કરવી,

૫૭ સ્વામિ પ્રસન્ન થયે ગર્વિત થવું નહિ.

૫૮ કરીયાણું જોયા સિવાય આથો નાંખવો નહિ.

૫૯ શસ્ત્ર બાંધનાર તથા બ્રાહ્મણને ધીરવું નહિ.

૬૦ નટ, જાતિભ્રષ્ટ, વેશ્યા, જુગારી એટલાને ઉધાર આપવું નહિ.

૬૧ ગુપ્ત ધન આપવું તો હુંશીઆરીથી પક્કો બંદોબસ્ત કર્યા સિવાય આપવું નહિ.

૬૨ બે ચાર સાક્ષી રાખ્યા વિના ધન આપવું નહિ.

૬૩ ઉધાર લાવેલું ધન મુદત પેહેલાંજ આપવું.

૬૪ ઘરમાં પૈસો છતાં દેવું કરવું નહિ.

૬૫ દેવું હોય તો તે આપવાના ઉદ્યમમાં રેહેવું.

૬૬ પ્રીતિવંત સાથે કદાપિ લેવડ દેવડ કરવી નહિ.

૬૭ ચોરેલી વસ્તુ જો મફત મળે તોપણ લેવી નહિ.

૬૮ દુરાચારીને ભાગીદાર કરવો નહિ.

૬૯ લાંઘણ કરવી નહિ.

૭૦ ખાત્રીદારને કોલીદાર કરવો.

૭૧ આપ્યું લીધું હોય તે લખવામાં આળસ કરવી નહિ.

૭૨ નવા નવા ગુમાસ્તા અગર મેહેતા કરવા નહિ.

૭૩ ન્યાતમાં નમ્રતા રાખવી.

૭૪ સ્ત્રીને મીષ્ટ વચનથી બોલાવવી.

૭૫ શત્રુને પેટમાં પેશી વશ કરવો.

૭૬ મીત્ર પાસે પણ શાક્ષી વિના થાપણ મુકવી નહિ.

૭૭ એક બે મ્હોટા માણસની ઓળખાણ અવશ્ય કરવી.

૭૮ બનતા સુધી કોઇની સાક્ષી ભરવી નહિ.

૭૯ પરદેશમાં કેફી વસ્તુ સેવન કરવી નહિ.

૮૦ ઉત્સવ મુકી, ગુરૂ અને પિતાનું અપમાન કરી, છોકરાંને રો-વરાવી, હત્યા કરી, તૈયાર થયેલું ભોજન છાંડી, રૂદન સાંભ-ળી, મૈથુન સેવી, વામીટ કરી સમીપ આવેલા પવની અવગ-ણના કરી, દૂધનું ભોજન કરી, સ્વહિતેચ્છુએ પરદેશ જવું નહિ.

૮૧ જે ઘરમાં કોઇ માણસ ન હોય તે ઘરમાં જવું નહિ.

૮૨ કારણ વિના પિતાના દ્રવ્યની આશા કરવી નહિ.

૮૩ પરદેશમાં આડંબર ધારણ કરવો.

૮૪ કોઇની વાત કોઇને કેહેવી નહિ.

૮૫ માતાપિતાની આજ્ઞા લોપવી નહિ.

૮૬ માતાપિતાની સેવા ચાકરી મન રાખીને કરવી.

૮૭ ગુરૂ અને માતાપિતાના દરરોજ પગ દાબવા.

૮૮ માતાપિતા આગળ જૂઠું બોલવું નહિ.

૮૯ માતાપિતાની ધર્માદિની મન કામના પુર્ણ કરવી.

૯૦ મ્હોટા ભાઇને પિતા સમાન જાણવો.

૯૧ ભાઇની દુર્દશા દૂર કરવી અને કુમાર્ગેથી અટકાવવો.

૯૨ રોગમાં, દુષ્કાલમાં, શત્રુના ભયમાં અને રાજ્યદ્વારમાં ભાઇ-
ને મદદ આપવી.

૯૩ કોઇપણ ઉત્તમ કાર્યમાં ભાઇને ભૂલવો નહિ.

૯૪ જ્યાં જુગાર રમાતું હોય ત્યાં આગળ ઉભા રહેવું નહિ.

૯૫ જ્યાં જુગાર વાસ કરે છે ત્યાં સઘળા દુર્ગુણો પણ પ્રવેશ કરેછે.

૯૬ જુગારના પૈસાથી કોઇ સુખીઓ થયો હોય એવું જણાયું નથી.

૯૭ જુગાર દરીદ્રી અવસ્થાનું તથા મોતનું કારણરૂપ છે.

૯૮ સ્ત્રીને ઘરના કામમાં દ્રવ્ય આપી વર્તાવવી.

૯૯ ઉત્સવના દિવસોમાં સગાં સબંધીને ભૂલી જવાં નહિ.

૧૦૦ દુઃખ પામતા હોય એવાં સગાં સબંધીને મદદ કરવી.

૧૦૧ સગાં સાથે કદાપિ વિરોધ કરવો નહિ.

૧૦૨ જે ઘરમાં એકલી સ્ત્રી હોય તે ઘરમાં જવું નહિ.

૧૦૩ ધર્મનું કાર્ય સગાઓને ભેળાને કરવું.

૧૦૪ બગાસું ખાતાં, છીંકતાં, ઓડકાર ખાતાં, અને હસતાં એટલે

ઠેકાણે મુખ દાબવું નહિ.

૧૦૫ ઉંધું તથા ચતું સુવું નહિ.

૧૦૬ જાગતાં છીંક આવે તો તરત પાણી પીવું.

૧૦૭ ઉભે ઉભે પેશાબ કરવો નહિ,

૧૦૮ ઉભે ઉભે પાણી પીવું નહિ.

૧૦૯ સુતી વખતે છાતી ઉપર હાથ રાખવો નહિ.

૧૧૦ કન્યા સારા કુળમાં આપવી. દુઃખી કુળમાં આપવી નહિ.

૧૧૧ કન્યાનું દ્રવ્ય લેવું નહિ.

૧૧૨ કન્યાનો વર કન્યાના વયથી વધારે વયનો જોવો.

૧૧૩ રોગી, વૃદ્ધ, મૂર્ખ, દારિદ્રી, વૈરાગી, ક્રોધી અને નહાની વય-
નો એટલાને કન્યા આપવી નહિ.

૧૧૪ મહોટો પુરૂષ ઘેર આવે તો ઉભા થઇ સન્માન આપવું.

૧૧૫ મિત્રાચારી પંડિતો સાથે રાખવી.

૧૧૬ નવાં નવાં શાસ્ત્ર વાંચવાનો અભ્યાસ જાથુ કરવો.

૧૧૭ કોઇપણ ગ્રંથ ભણતાં અધુરો મુકવો નહિ.

૧૧૮ પોતાના મુખથી પોતની પ્રશંશા કરવી નહિ.

૧૧૯ પરાક્રમ કરવાની શક્તિ છતાં નિરૂદ્યમી થવું નહિ.

૧૨૦ કપટીના આડંબરનો વિશ્વાસ કરવો નહિ.

૧૨૧ ગઇ વસ્તુનો શોક કરવો નહિ.

૧૨૨ શત્રુ હોય તેના પણ મરણ સમયે શ્મશાને જવું.

૧૨૩ શૂરવીર થઇને નિર્મળને દુઃખ દેવું નહિ.

૧૨૪ અતિકષ્ટ પડે તોપણ આત્મઘાત કરવો નહિ.

૧૨૫ હાસ્ય કરતાં કોઇનું મર્મ પ્રકાશવું નહિ.
૧૨૬ હાસ્ય કરતાં કોઇના ઉપર ક્રોધ કરવો નહિ.
૧૨૭ બેજણુ વિચાર કરતા હોય ત્યાં જવું નહિ.
૧૨૮ પંચ નકારો કરે તે કામ કરવું નહિ.
૧૨૯ માઠું કામ કરી હર્ષ પામવો નહિ.
૧૩૦ ભણેલું શાસ્ત્ર નિત્ય સંભારતા રેહેવું.
૧૩૧ પુરૂષે રાત્રે દર્પણ જોવું નહિ.
૧૩૨ સુવું, મૈથુન, નિંદ્રા અહાર, (ભોજન) એ સંધ્યાકાળના સમયે કરવાં નહિ.
૧૩૩ રોટલો આપવો પણ ઓટલો આપવો નહિ.
૧૩૪ સર્વેની સાથે ઓળખાણ પીછાન રાખવી.
૧૩૫ ભોજન કર્યાને એક પ્રહર પૂર્ણ ન થયો હોય એટલામાં ફરી ભોજન કરવું નહિ. તેમજ ભોજન કર્યા પછી બે પ્રહર થાય કે ફરી જમી લેવું. પરંતુ બે પ્રહર ઉપરાંત ભૂખ્યા રેહેવું નહિ.
૧૩૬ સ્ત્રીનાં વખાણ તેના મરણ પછી કરવાં
૧૩૭ રાજા, દેવ અને ગુરૂની પાસે ખાલી હાથે જવું નહિ.
૧૩૮ નિર્લજ સ્ત્રી સાથે હાસ્ય કરવું નહિ.
૧૩૯ તડકેથી આવી તરત પાણી પીવું નહિ.
૧૪૦ મધ્ય રાત્રિએ મહોટા સ્વરથી ગુહ્ય વાતો કરવી નહિ.
૧૪૧ ભોજનની વચ્ચે અને અંતે જળ પીવું.
૧૪૨ અજીર્ણ થાય તો એકાદ ટંકનું ભોજન કરવું નહિ.
૧૪૩ હર્ષના સમયમાં શોકની વાતનો ત્યાગ કરવો.

૧૪૪ કોઇ ક્રોધના આવેશથી નિષ્ઠુર વચન આપણને આવી કહે તો પણ ન્યાય માર્ગ મુકવો નહિ.

૧૪૫ માતા, પિતા, ગુરૂ, શેઠ, સ્વામિ અને રાજા એટલાના અવગુણ બોલવા નહિ.

૧૪૬ મુર્ખ, દુષ્ટ, અનાચારી, મલીન, ધર્મની નિંદા કરનારો, વ્યભિચારી, લોભી અને ચોર એટલાનો સંગ ક્યારે પણ કરવો નહિ.

૧૪૭ અજાણ્યા માણુસની કીર્તિ ગાવી નહિ.

૧૪૮ અજાણ્યા માણુસને પોતાના ઘરમાં રાખવું નહિ.

૧૪૯ અજાણ્યા કુળ સાથે સગાઇ કરવી નહિ.

૧૫૦ અજાણ્યા માણુસને ચાકર રાખવો નહિ.

૧૫૧ પોતાથી મહોટા માણુસ ઉપર કોપ ન કરવો.

૧૫૨ મહોટા માણુસ સાથે કલેશ કરવો નહિ.

૧૫૩ ગુણવાન માણુસ સાથે વાદ કરવો નહિ.

૧૫૪ દારિદ્રપણું આવે ભવિષ્યની કમાઇની ઇચ્છા રાખે તે મૂર્ખ.

૧૫૫ પોતાના ગુણનાં વખાણ કરે તે મૂર્ખ.

૧૫૬ માંથે દેવું કરીને ધર્મ કરે તે મૂર્ખ.

૧૫૭ ઉધારે ધન આપીને માગે નહિ તે મૂર્ખ.

૧૫૮ સજ્જન સાથે વિરોધ કરે અને પારકા લોક સાથે પ્રીતિ કરે તે મૂર્ખ.

૧૫૯ ન્યાય માર્ગે ધન ઉપાર્જન કરવું.

૧૬૦ દેશ વિરૂદ્ધ કાર્ય કરવું નહિ.

૧૬૧ રાજાના વેરીની સોબત કરવી નહિ.

૧૬૨ ઘણા માણસ સાથે વિરોધ કરવો નહિ

૧૬૩ સારા પાડોશીની પાસે રેહેવું.

૧૬૪ પોતાનો ધર્મ મૂકવો નહિ.

૧૬૫ પોતાને આશરે રહ્યા હોયતેનું હિતકરવું.

૧૬૬ ખોટા લેખ લખવા નહિ.

૧૬૭ દેવ ગુરૂને વિષે ભક્તિ રાખવી.

૧૬૮ દાન અને અતિથિની બનતી સેવા કરવી.

૧૬૯ જે ભાગ્યમાં હશે તે મળશે એવો ભરોંસો રાખીને ઉદ્યમ છાંડવો નહિં.

૧૭૦ ચોરીની વસ્તુ લેવી નહિ.

૧૭૧ સારી નરસી વસ્તુ ભેગી કરી વેચવી નહિ.

૧૭૨ આપદા ટળવાને માટે રાજાનો આશ્રય લેવો.

૧૭૩ તપસ્વીને, કવિને વૈદ્યને મર્મના જાણને, રસોઇ કરનારને અને પોતાના પુજનીકને એટલાને કોપાવવા નહિ.

૧૭૪ નીચની સેવા આચરવી નહિ.

૧૭૫ વિશ્વાસ ઘાત કરવો નહિ.

૧૭૬ સર્વ વસ્તુનો નાશ થતો હોય તોપણ પોતાનું વચન પાળવું.

૧૭૭ ધર્મશાસ્ત્રના જાણ પાસે બેસવું.

૧૭૮ કોઇની નિંદા કરવી નહિ.

૧૭૯ માર્ગે ચાલતાં પાનબીડી ખાવી નહિ.

૧૮૦ આખી સોપારી દાંતે કરી ભાગવી નહિ.

૧૮૧ પોતે વાત કહી પોતેજ હસે, જેમ તેમ બોલે અને લોકવિરુદ્ધ, કામ કરે એ મૂર્ખનાં ચિન્હ છે.

૧૮૨ ઉપદ્રવના સ્થાનકે રેહેવું નહિ.

૧૮૩ આવક જોઇને ખરચ કરવું.

૧૮૪ દ્રવ્યાનુસારે વસ્ત્રાદિક પેહેરવાં.

૧૮૫ લોક નિંદા કરે તે કામ કરવું નહિ.

૧૮૬ ખોટાં તોલ ખોટાં માપ રાખવાં નહિ.

૧૮૭ ઘરેણું રાખ્યા વિના વ્યાજે નાણું આપવું નહિ.

૧૮૮ ક્રોધી માણસને આંધળો જાણવો.

૧૮૯ શીખામણની વાત નહિં સાંભળનારને બેહેરો જાણવો.

૧૯૦ યોગ્યા યોગ્ય નહિં સમજનારને પશુ જાણવો.

૧૯૧ સમયને અનુસરીને બોલતાં નહિં આવડનારને મૂગો જાણવો.

૧૯૨ વ્યભિચારના ફાંસામાં નહિ સપડાનારને શૂરો જાણવો.

૧૯૩ આપત્તિથી નહિં ડરનારને ધૈર્યવાન જાણવો.

૧૯૪ બીજાને ઉપાધિ ન થતાં પોતાનું કામ કરી લેનારને ડાહ્યો. જાણવો.

૧૯૫ જે માણસ નિરૂદ્યમી છે તેણે પોતાનો સત્રુ જાણવો.

૧૯૬ પૈસાનો તથા આયુષ્યનો ભરોસો નહિ રાખનારને હુંશીઆર જાણવો.

૧૯૭ સદા સંતોષ રાખનારને ધનવંત જાણવો.

૧૯૮ મોટી આશા રાખનારને નિર્ધન જાણવો.

૧૯૯ મન સ્થિર રાખનારને સુખી જાણવો.

૨૦૦ પરોપકારનાં કામ કરનારને મ્હેટો જાણવો.

૨૦૧ વિદ્યા ગુપ્ત રાખનારને ચોર જાણવો.



## જાહેર ખબર.

સર્વ સદ્‌ગૃહસ્થોને વિનંતી કરવામાં આવે છે કે આ પુસ્તક તથા મુંબાઇ ઇલાકાની ભુગોળનો સાર એ બંને પુસ્તકો અમારી પાસેથી તથા નિચે બતાવેલા ઠેકાણેથી મળશે માટે જેમને જોઇએ તેમણે તે મંગાવી લેવાં.

નવસારી—કર્તા પાસેથી.

અમદાવાદ—ભાઇશંકર કામેશ્વર. કાળુપુર ઝાંપડાનીપોળ.